# ઇડગરિઢ મંડન
## યાત્રાદિ વર્ણન.

રચનાર

સાંકળચંદ પીતાંબરદાસ શાહ—અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

જેશંગભાઈ મોતીલાલ શાહ.
ફેન્સી કયાર્ડ કવરના વ્હેપારી—અમદાવાદ

વૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦ સને ૧૯૨૧. સંવત ૧૯૭૭.

ચીરોડના પુલ નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય
ટીંગ પ્રેસમાં શા. પોપટલાલ અમથાશાએ છાપ્યું.
નંબર ૧૧૬. અમદાવાદ.

અમૂલ્ય.

॥ શ્રી ॥

# ઇડરગઢ મંડન યાત્રાદિ વર્ણન.

## મંગળાચરણ.

### હરિગીતછંદ.

શ્રી શાન્તિનાથ દયાનિધી શ્રી સંઘમાં શાન્તિ કરો,
ભવભય નિવારી તાત તારી અલિક વિઘ્ન બધાં હરો;
જગનાથ ઇડર મંડનો દુઃખ ખંડનો ભય ભંજનો,
નિજ દેહ સાટે સેનથી પારેવો ઉગાર્યો રંજનો. ૧
છો જીવદયા પ્રતિપાળ બાળગોપાળની રક્ષા કરો,
પ્રભુ તરણ તારણ દુઃખ નિવારણ સોળમો સ્વામી ખરો;
પિતુ વિશ્વસેન કુળે નભોમણિ માત અચિરા નંદ છો.
હે નાથ જોડી હાથ પ્રણમું તાર જગદાનંદ છો.

## ઢાળ પહેલી.

આવો આવો જશોદાના કંથ અમઘેર આવોરે—એ રાગ

વૈરાટનગરના **વીરચંદ શેઠ** પ્રમાણોરે,
પ્રાગવાટ્ જ્ઞાતી શુભ વંશ સુપાત્ર વખાણોરે;
તસ તનુજ **ઉમેદભાઈ** સાદા સરળ સુજાણોરે,
ઉદારપણે વીત્ત વાવરે નહિ અભિમાનોરે. ૧
જેણે રાજનગરમાં જમાલપુરના દેરેરે,
કર્યો અઠ્ઠાઈ મ્હોત્સવ સુકૃતમાં ધન વેરેરે;
ઘણા વર્ષથી ભક્તિ કરે **ગોડીચાજી**ની હર્ષેરે,
નિત્ય દર્શન પૂજા પ્રભાવના અતિ ઉત્કર્ષેરે. ૨
કરી **શાન્તિનાથ**ની પ્રતિષ્ઠા પ્રભુ બેસાર્યારે,
જળજાત્રાદિ વરઘોડો ચઢી કાજ સુધાર્યારે;
સહામીવત્સળ નોકારસી કરી રાજનગરમાંરે,
લીધો લક્ષ્મીનો લ્હાવો જશ ઝામ્યો નિજ પરમાંરે,
ઓગણીસસેહેં તોતેરમાં શ્રી **સિદ્ધાચળ** જઈનેરે,
**મોતીશાની** ટુંકમાં ગોખલા બે શુભ લેઈનેરે:
પ્રભુ બેસારી આંગી પૂજા પરભાવના કીધીરે,
ન્યાય દ્રવ્ય વાવરી પૂર્ણ સાબાશી લીધીરે. ૪

ઓગણીસસેં પંચોતેરમાં **પાનસર** ગામેરે,
ડાભીપાના ગભારે **પદ્મપ્રભુજીના** ધામેરે;
તે પ્રભુ પધરાવીને આનંદ મનમાં માનેરે,
જેના મનના મનોરથ સદાય સુકૃત ધ્યાનેરે. ૫
ઓગણીસસેં છોંતેરમાં સંઘ કાઢ્યો **જયઘડીએરે,**
પહેલી પહેલ કરી સંઘ કાઢ્યો પહેલી ઘડીએરે;
વીત્ત વાવરી જશ લઇ સંઘની ભક્તિ કીધીરે,
સ્વામીવત્સલ સંઘ પ્રભાવના પૂજાદિ વિધિરે. ૬

## ઢાળ બીજી.

માલણ ગુંથી લાવ્ય ગુલાબનો ગજરો—એ રાગ

વધે અભિલાષ મનમા આગે, વીત્ત વાવરૂં
સુકૃત માર્ગે, વધે અભિલાષ મનમાં આગે. ટેક.
એક દીવસ ઉમેદભાઈ રંગે, પ્રિયા સાથે બેઠા ઉમંગે;
ચંપા બાઇને કહે મનરંગે, વધે૦ ૧
નથી પ્રજા આપણને કાંઈ, માટે કરીએ સુકૃતની કમાઇ
કહે ચંપા સુખે કરો ન્યાયી. વધે૦ ૨
સુત છગનલાલ રવચંદના, રાયચંદ ઠરેલ સુમનના;
મિત્ર ઉમેદભાઈના છે તનના, વધે૦ ૩

તેને ઉમેદભાઈએ બોલાવ્યા, એતો તુરતાતુરત ત્યાં
આવ્યા, એક સંઘ કાઢું સુખદાયા. વધે૦ ૪
સરખેજ નરોડાની વાટે, વળી થળતજ આદિ નિરાંતે,
સંઘ જાય ઘણા ભલીભાતે. વધે૦ ૫
વળી સિદ્ધગિરિના ભાગ્યશાળી, સંઘ કાઢે છે અતિ
પુણ્યશાળી, છે ઈડરગઢ ટંકશાળી. વધે૦ ૬
હજી સંઘ નથી કોઇએ કાઢયો, તેથી મનમાં ઉમંગ
મને વાધ્યો, કરો કામ કાઢું સંઘ બાધ્યો. વધે૦ ૭
રાયચંદ કહે મનરંગે, સંઘ કાઢોને ભાઈ ઉછરંગે;
કરૂં કામ હું હર્ષથી અંગે. વધે૦ ૮
પછી ટેલીઓ ફેરવ્યો હર્ષે, રાજનગરમાં અતિ
ઉત્કર્ષે, સંઘ જાય ઈડરનો આ વર્ષે. વધે૦ ૯

## ઢાળ ત્રીજી.

પીતળલોટા જળે ભર્યારે—એ રાગ.

સરખી સમાણી સાહેલીઓરે, ગ્રહસ્થો થયા તૈયારરે
ઊમેદભાઈ જાય ઈડરગઢ ભેટવારે. ટેક૦
સંઘવી ઊમેદભાઈ હોંશથીરે, હાથ શ્રીફળ
લે શ્રીકારરે. ઉમેદભાઈ. ૧

સંઘવણ ચંપાબાઇનેરે, આનંદ અંગ નમાયરે. ઊ૦
વરઘોડો ચઢયો પાંચમેરે, છઠ દીવસે સંઘ જાયરે. ઊ. ૨
સંવત ઓગણીસસેં હે અનેરે, શીતોતેરની સાલરે. ઊ.
કારતક માસ કોડામણોરે, કૃષ્ણપક્ષ ઊજમાળરે. ઊ. ૩
બેહુજાર નર નારીયોરે, સંઘ અનુપમ લેઇરે. ઊ.
રેલગાડીમાં બેસારીનેરે, સંઘવી કરી દે સોઇરે. ઊ. ૪
પ્રાંતીજ સ્ટેશનપર મળ્યુંરે, સંઘવીને સંઘથી માનરે. ઊ.
સંઘની સાકર પાણીથીરે, ભક્તિ કરી મતિમાનરે. ઊ. ૫
ત્યાંથી અમનગરે ગયારે, સ્ટેશનપર આવ્યો સંઘરે. ઊ.
સંઘવીને પુષ્પે વધાવીયારે, સંઘ ભક્તિ કરી રંગરે. ઊ.૬

## ઢાળ ચોથી.

ભરતની પાટે ભૂપતિરે—એ રાગ.

શ્રી શાન્તિનાથને ભેટવારે, સંઘ ઇડરનો જાય સલુણા;
ઉમેદભાઇ સંઘપતિ થયારે, સંઘવણ ચંપાબાઇ સલુણા.
જેમ જેમ જિનપતિ ભેટીએરે, તેમ તેમ પાપ પલાય સ૦ટેક૧
સંઘવી ઉમેદભાઇનેરે, આનંદ અંગ ન માય. સ.
સંઘવણ સંઘને જોઇનેરે, મનમાં બહુ મકલાય. સં ૨
ઇડર સ્ટેશન ઉતર્યોરે, સંઘ સકળ નિરધાર. સ.

ઈડરના સંઘે કર્યુંરે, શામૈયું ત્યાં શ્રીકાર. સ. ૩
વાજાં ઇંગ્રેજી વાગીયાંરે, ઢોલ શરણાઈનો ન પાર. સ.
વાજતે ગાજતે ગામમાંરે, સંઘ સંઘપતિ મનોહાર. સ. ૪
ઈડરગઢ જઈ ભેટીયારે, **શ્રી શાન્તિનાથ** ભગવાન સ.
ચૈત્યવંદન જુકતે કરેરે, સંઘને સંઘવી સુજાણ. સ.
સ્તવન ભાખે ભગવાનનુંરે, સંઘ સકળ તેણીવાર. સ.
તે સુણીને ભવિ ભાવથીરે, શ્રોતા થઈ તૈયાર. સ.

## શ્રી શાન્તિનાથ સ્વામીનું સ્તવન.

રાગ સારંગ.

સુણ ચતુરસુજાણ પરનારીશું પ્રીત—એ રાગ.

સુણો સાહેબજી, **શ્રી શાન્તિનાથ** કૃપાળ કૃપાનિધિ
તારજો, છો તારકજી, તારક બિરૂદ સફળ કરી ભવ
દુઃખ વારજો. એ ટેક૦

પ્રભુ અચિરા માતાના જાયા, વિશ્વસેન કુળે નભોમણિ
આયા, **ઈડરગઢ મંડન** જિનરાયા. સુણો૦ ૧
તમે ધર્મચક્રી ચક્રીરાયા, પારેવાને ઉગાર્યો દેઈ કાયા;
તેથી તીર્થંકર પદવી પાયા. સુણો૦ ૨
નથી ખોટ ખજાને કાંઈ સ્વામી, શી દીઠી સેવકમાં ખામી?

પિતુ દોષ જૂવે નહિ ગુણગ્રામી. સુણો૦ ૩
જગનાથ અનાથ સનાથ કરો, પ્રતિપાલક છાપ દયાળ ધરો।
બુડતો તારે તારક તે ખરો. સુણો૦ ૪
જગ શાન્તિ ગર્ભે છતાં કીધી, ભવિ નરનારી તાર્યા અવધિ;
શ્રી સંઘમાં શાન્તિ કરો સુવિધિ. સુણો૦ ૫
૭ ૭ ૯ ૧
મુનિ સપ્ત ભક્તિ શશિ શુભ વર્ષે, વળી કારતક વદ સપ્તમી
દીવસે; ઉમેદભાઇના સંઘમાં હર્ષે. સુણો૦ ૬
સંઘ સાથે તીર્થપતિ ભેટ્યા, ભવસંચીત પાપ સકળ મેટ્યા;
સાંકળચંદ પર પ્રભુજી તુઠ્યા. સુણો૦ ૭

## ઢાળ પાંચમી.

જય જિનવર જગ હિતકારીરે—એ રાગ.

ઈડરગઢ શોભે છે ભારીરે, માનું સુરગિરિનો અવતારીરે;
ગઢપતિ શાન્તિનાથ દાતારી, ઈડરગઢ ભેટવા ભવિ
જઇએરે; પ્રભુ વંદીને પાવન થઇએ. ઈડરગઢ. ટેક૦
ગઢ સુંદર શીતળ છાયારે, મંદ મંદ પવન શુભ વાયારે,
અડગાઉ ઉંચી જસ કાયા. ઈડરગઢ૦ ૨
ગઢપર વચ્ચે ચોગાનેરે, સંપાટ વિશાળ મેદાનેરે;

જિનમંદિર છે તે સ્થાને. ઈડરગઢ૦ ૩
માનું નલિનીગુલ્મ નોંતરીયુંરે, એ સ્વર્ગથી અવની ઉતરીયુંરે
જાણે શેત્રુંજાની ટુંક હરીયું. ઈડરગઢ૦ ૪
મૂળ બાંધ્યું સંપ્રતિ મહીપાળેરે, વચ્છરાજે ને કુમારપાળેરે;
ગોવીંદરાજ ચંપક ઓસવાળે. ઈડરગઢ૦ ૫
એમ ચાર વાર ઉદ્ધરીયુંરે, પાંચમી વાર સંઘથી કરીયુંરે;
ગઢમંદિર એમ સુધરીયું. ઇડરગઢ૦ ૬
બાવન જિનાલય દેરૂંરે, અતિ ઊંડું ને ગંભીર ગહેરૂંરે;
માનું ગગનમંડળ એણે ઘેર્યું. ઇડરગઢ૦ ૭
ધ્વજ ઘંટા અંબર વાજેરે, કહે આભલીયા શું ગાજેરે;
જિનમંદિર હું ચઢી આજે. ઇડરગઢ૦ ૮
ગઢમંડન શાન્તિજિણંદારે, મુખ શરદપુનમના ચંદારે;
નમે ચરણ કમળ સુરવૃંદા. ઇડરગઢ૦ ૯

## ઢાળ છઠી.

સાંભળજો સજ્જન નરનારી, હેત શિખામણ સારીજીરે—એ રાગ.

સંઘની રચના સંક્ષેપે કહી, સાંભળજો નર નારીજીરે;
વિસ્તારે કહેતાં દુર્જન કહે, કહ્યું અતિ યુક્તિ વિસ્તારી,

સુણજો સજ્જનોરે, સંઘની શોભા સાર. સુ૦ ટેક૦
ગર્દભને સાકર કરે અવગુણ, કાગને દ્રાક્ષ ન ભાવેજીરે,
સર્પને દૂધ પાવાથી વિષમય, થાય ન ગુણ તે પાવે. સુ.
તેમ દુર્જન સજ્જનનું સારૂં, દેખી દુમણો થાવેજીરે;
પણ પાવો પાવાના પાપે, નિંદા કરી દુઃખ પામે સુ. ૩
જે દીન સંઘ ગયો તે દીવસે, સંઘ સંઘવીએ જમાડયોજીરે
બીજે દીન નોકારસી કરીને, સંઘવીએ હર્ષ વધાર્યો. સુ.૪
તે દીન ઈડરના શુભ સંઘે, ભાતું ગઢપર દીધુંજીરે;
ઇડરના મહારાજા તરફથી, સંઘવીનું સન્માન કીધું. સુ. ૫
મહારાજા દૌલતસિંહ ત્યાંના, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળોજીરે;
પુત્ર પુત્રી સમ પ્રજા જે પાળે, દક્ષ હાંનો મહિપાળો. સુ. ૬
બાલુભા ( નારણસિંહજી ) કારભારી સાચા,
ગંભીર ગુણના દરીયાજીરે;
સંઘવીનું સન્માન કરીને, દે સરપાવ તે ધરીયા. સુ. ૭
ત્રીજે દીન મંગળ રહીયા જે, રાજનગરના શ્રેષ્ઠીજીરે;
શેઠ વાડીલાલ પાનાચંદના, ફર્યા નોતરા વીષ્ટિ. સુ. ૮
શેઠ અમરતલાલ યાત્રા કારણ, આવ્યા સંઘમાં હોંશેજીરે,
શેઠ લાલભાઇની અનુમતિથી, સંઘ જમાડયો તોષે. સુ. ૯

શેઠે સંઘ જમાડયો પ્રીતે, સંઘ ભક્તિ કરી જુકતેજીરે
સંઘે ને સંઘવીએ મળીને, ટીપ કરી બહુ ભકતે. સુ. ૧
જીર્ણોદ્ધાર ને સાધરણમાં, રકમ દીધી મનમાનીજીરે;
સંઘ સકળ વીસર્જી ગયો પછી, મરજી જ્યાં જ્યાં જવાની ૬

## ઢાળ સાતમી.

પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે—એ રાગ.

પાંચ ગાઉ ઈડર થકી ગુણવંતાજી,
છે પોશીના નામે ગામરે જયવંતાજી—એ ટેક.
ત્યાં પોશીના પ્રભુ પાસજી. ગુણવંતાજી
છે પૂર્ણ પુરાતન ધામરે. જયવંતાજી ૧
ચોથા આરાની સુણો. ગુણવંતાજી
છે પ્રતિમા મહિમા વાનરે. જયવંતાજી
વાત સુણી કંઈ જન ગયા. ગુણવંતાજી
દર્શન કરવા તે સ્થાનરે. જયવંતાજી ૨
દર્શન કરી સ્તવના કરે. ગુણવંતાજી
તે સ્તવન ભણું આ ઠાણુરે. જયવંતાજી
સાંભળજો ભવિ ભાવથી. ગુણવંતાજી
પ્રભુ નામે ક્રોડ કલ્યાણુરે. જયવંતાજી ૩

## શ્રી પોશીના પાર્શ્વનાથ જિન સ્તવન.

ભવિ તમે વંદોરે ગીતારથ ગચ્છરાયા—એ રાયા

ભવિ તમે વંદોરે પોશીના જિનરાયા,
પાપનિકંદોરે સફળ કરો નિજ કાયા. ટેક૦
ઇડરગઢથી પાંચ ગાઉપર, પોશીના શુભ ગામે;
ચોથાઆરાની છે પ્રતિમા, પાર્શ્વનાથ જિન નામે. ભ. ૧
બિંબ મનોહર અનુપમ મંદિર, પુરાતન તે ઠામે;
પરચા પૂરે ચિંતા ચૂરે, જગમાં જસ તસ ઝામે. ભ. ૨
વામાનંદન પાપનિકંદન, અસ્વસેન કુળ દીવો;
અહી લંછન નીલવરણી કાયા, જય જિનપતિ ચિરંજીવો.ભ. ૩
અડસિદ્ધિ નવનિધિ પ્રભુ નામે, રંક રાય બની જાવે;
શુન્ય નેત્ર નવપલ્લવ થાવે, વંધ્યા પુત્ર ઝુલાવે. ભ. ૪
રોગ જ્વલન જલ વિષધર ગય રણ, ચોર અરી ભય નાસે;
મંગળમાળા લચ્છી વિશાળા, આંગણે રમતી રાસે. ભ. ૫
પાસ જક્ષ દેવી પદમાવતી, ભક્ત તણી ભીડ ભાગે;
શાસનની સાન્નીદ્ધ કરે સાચી, ભક્તિતણા અનુરાગે. ભ. ૬
સફળ કરો યાત્રા ભવિ વાંદી, જિનપતિને આનંદે,
જિનગુણ ગાયા આનંદ કંદે, સેવક સાંકળચંદે. ભ. ૭

## પૂર્વ ઢાળ-રાગ-પાવાતે ગઢથી ઉતર્યા.

કઇક વડાળીમાં ગયા, ગુણવંતાજી
ત્યાં પાર્શ્વનાથનાં ધામરે; જયવંતાજી
મનોહર મંદિર ત્રણછે, ગુણવંતાજી
માનુ નંદનવન આરામરે. જયવંતાજી ૪

કઇક ગયા હિમ્મતનગર, ગુણવંતાજી
કઈક પરાંતીજ ગામરે; જયવંતાજી
ત્યાં પણ જાત્રા ધામ છે, ગુણવંતાજી
વળી કઈ આવ્યા નિજ ગામરે. જયવંતાજી ૫

ઇડરગઢ મંડન તણી, ગુણવંતાજી
છે જાત્રા અનુપમ શ્રેષ્ટરે; જયવંતાજી
શેત્રુંજય સમ ટુંક છે, ગુણવંતાજી
ભવિ જનના મનમાં ઇષ્ટરે. જયવંતાજી ૬

જાત્રાનું શુભ ધામ છે; ગુણવંતાજી
અણુભાગ્યો હતો ગઢ તેહરે; જયવંતાજી
સંઘવી [illegible], ગુણવંતાજી
માર્ગ પ્રસિદ્ધ કર્યો જેહરે. જયવંતાજી ૭

પંથ બતાવી પાધરો, ગુણવંતાજી
સંઘ કાઢી લહાવો લીધરે; જયવંતાજી
હવે જાય લોકો ઘણા, ગુણવંતાજી
દસ વીસ મળીને એણી વિધરે. જયવંતાજી ૮

વળી કોઈ સંઘપતિ જાગશે, ગુણવંતાજી
ઈડરગઢ ભેટણ કાજરે; જયવંતાજી
જાત્રા સંઘને કરાવશે, ગુણવંતાજી
વળી બાંધશે પુણ્યની પાજરે. જયવંતાજી ૯

જે ભવિ નર નારી ભણે, ગુણવંતાજી
શ્રી સંઘનો આ અધિકારરે; જયવંતાજી
ઈડરગઢ યાત્રા કરી, ગુણવંતાજી
નિજ જન્મ સફળ કરે સારરે. જયવંતાજી ૧૦



# મુંગા પ્રાણીઓનો આશિર્વાદ.

## એક પંથને બેકાજ.

સુજ્ઞ સદ્ગ્રહસ્થોને નમ્ર વિનંતી છે ઈડર પાંજરા પોળના મુંગા પ્રાણીઓના નિ માટે ત્યાંના નામદાર મહારાજા શ્રી દોલતસિ સાહેબ બહાદુરની પરવાનગીથી ઇડરના મહાજ તરફથી લોટરી નીકળી છે. તેની ટીકટો દરેક એક એકની છે. તે ખરીદ કરી ખોડાંઢોરને કરી પુણ્યના ભાગીદાર થશો.

લોટરીની ટીકટો મળવાનાં ઠેકાણા

જેસંગભાઇ મોતીલાલ શાહ—રીચીરોડ.

રાયચંદ છગનલાલ—માણેકચોક.

મણીલાલ હાલાભાઇ—પાડાપોળ.

અમદાવાદ.

ઉપરના સ્થળેથી ખરીદ કરી આભારી કરશો.

જેસંગભાઇ મોતીલાલ શાહ.

કેલી કર્તા ડ્યરના, વ્હેપારી.